"શું શેહરીયારની માફક! કમબખ્ત ખુરમનાં પરાક્રમ કે?"

"ના. તેમ નહીં, પણ જેણે સુલતાન મહમુદને દગો દીધો તેજ દુષ્ટ કાફર જીવીને હાથે! નજફની પુત્રી!"

"અફસોસ! સદહજાર અફસોસ! જો મને માલમ હતે કે મારી વહાલી છોકરીનું ખૂન કરનાર આ સેતાન છે, તો મેં એનો કયારનોએ ખુરદો કરી નાંખ્યો હોત. હાય! આ સદુલ્લા અને નજફ જેવા પાપીઓ અમને કયાંથી મળ્યા?"

"પિતાજી! જે થનાર હતું તે થયું. આપણે કમર કસીને મારી બહેનનું, તમારું અને મારા કાકાનું વેર વાળવા તૈયાર થઈશું. પણ હવે આ પીરમર્દને તમે છોડી ગયા પછી તમે શું કરતા હતા, તે મને કહો."

"ભલે સાંભળ. મેં એક લસ્કરી સીપાઈતરીકેનો ધંધો અખ્તીઆર કીધો. ઇરાનમાં, કાસ્મીરમાં અને કાબુલમાં મેં ઘણી લડાઈઓમાં ભાગ લીધો. મને મારી તલવાર ઘણી જ કામ લાગતી હતી. એ તલવારની મદદથી દીલ્લી પાછા આવવાને મને ઘણું મન થતું હતું. પરંતુ મને મારા પુત્રોનો કશો પત્તો મળ્યો નહીં. શેહરીયારનું મૃત્યુ થયલું સાંભળ્યું, ગુરશાસ જીવે છે કે નહીં, તે મને ખબર પડી નહીં, એટલે છેવટે હું તદ્દન નિરાશ થયો. મારે કોને માટે જેહમત ઉઠાવવી, તે મને સમજ પડી નહીં. તેથી મેં મારો હક મેળવવા માટેની સર્વે યોજનાઓ પડતી મૂકી. બધે રખડી રખડીને અહીં બંસવારીના રાજા પાસે હું આવ્યો. તેની ભલામણથી શાહજહાને એક બાહોશ પઠાણ સીપાઈ તરીકે મને નોકરીમાં રાખ્યો.

"ગ્વાલીઅરના કિલ્લાની સરદારી મને સોંપવામાં આવી હતી. અહીં જે પણ કેદીઓને મોકલવામાં આવતા હતા, તેઓ મારા તાબામાં રહેતા હતા. તેમાંથી ઘણાને મેં છોડી મૂકયા છે, અને મારા મિત્રો બનાવ્યા છે. શાહજહાન મને ઓળખી નહીં શકે, એમાં નવાઈ જેવું નહોતું. પુષ્કળ રખડવાથી, તેમ જ ઘણો વખત વહી જવાથી, મારા ચહેરામાં ઘણો ફેરફાર થઈ ગયો છે. મારા શરીરપર, મોંપર, લડાઇના જખમો પડ્યા છે. તેથી હું તદ્દન બદલાઈ ગયો છું. જ્યારે મને નોકરી મળી, તે વખતે હું આગ્રામાં હતો. તે ચંડાલ સમક્ષ જઇને મારે પહેલી વખતે કુરનેશ બજાવવી પડી; ત્યાં મને ઘણું ખોટું લાગ્યું. હું ઘેર જઇને પુષ્કળ રડ્યો, અને મારાં બદનસીબને ગાળો દેવા લાગ્યો. મારો હક કેવી રીતે જતો રહ્યો છે તે જાણી, મને ઘણી ચટપટી થવા લાગી. ફરી મેં યુક્તિઓ રચવા માંડી. આગ્રામાં રહેવાને બદલે ગ્વાલીઅર મને મોકલવાની મેં અરજ કીધી. તેવામાં મને ખબર મળી કે, મારાં દીકરા દીકરી હજુ હૈયાત છે. મારામાં નવું જોમ આવ્યું, અને આગળ કહ્યા પ્રમાણે ગ્વાલીઅરમાં મેં મિત્રો કરવા માંડ્યા.

"પણ શાહજહાનનો પાયો મજબૂત થઈ ગયો હતો. તેને તખ્તપરથી ઉઠાડવાનું મને મુશ્કેલ લાગ્યું. તેથી ભવિષ્યની રાહ જોતો બેસી રહ્યો. સારે નસીબે કહો કે માઠે નસીબે, પણ ખુરરમના ચારે છોકરાઓ વચ્ચે તખ્ત માટે લડાઇ શરુ થઈ. મેં પ્રથમ દારાની નોકરી કરી અને જ્યારે તે જિતવાની અણીપર હતો, ત્યારે મેં એને હાથીપરથી ઉતરી જવા આગ્રહ કર્યો. તેનું પરિણામ શું આવ્યું તે તું જાણે છે. પછી હું શૂજાના પક્ષમાં ગયો અને તેનો પણ એ જ પ્રમાણે વિનાશ કર્યો, તે જ પ્રમાણે હું ઔરંગઝેબને પણ ધૂળ ચાટતો કરવા માંગતો હતો, પણ હવે તો ઘણું મોડું થઈ ગયું છે! તે મક્કમપણે આગળ વધી ગયો છે, તેની સત્તા વધારે દ્રઢ બનતી ગઈ છે, અને તેથી તેનો નાશ કરવાને મારે બીજો માર્ગ લેવાની જરૂર પડી. ઔરંગઝેબ તખ્તનશીન થયો, પણ તેના પુત્ર સુલતાન મહમુદથી તે ખમી શકાયું નહીં. મેં તેને ઉશ્કેર્યો. ડુંગરગંજમાં મારી બધી યોજનાઓ પાકી કરી! છેવટે શું થયું તે તું જાણે છે. મારી છેલ્લી કોશેશમાં પણ હું નિષ્ફળ નીવડયો છું. હવે તો દાવીર! મારો ભાર તારે ઉપાડવાનો છે. આપણને ઇન્સાફ મળવો જ જોઇએ. ખોદા આપણો મદદગાર છે. વખત આવવે, આ હરામખોરને ગાદીપરથી એકદમ ગબડાવી પાડવાને તૈયાર થવું જોઇએ. તારાથી જે કાંઈ બને, તે કરવાને તારે પાછા હઠવું જોઇએ નહીં."

"ખોદાની મરજી હશે તે થશે. ખુશરુ, હું તે પરવરદેગારની બંદગી કરું છું કે તે તમારી અરજ સાંભળે, અને ઇન્સાફ અપાવે;" ગુરશાસે કહ્યું.

"પણ ગુરશાસ! તેં શું કીધું તે તો જણાવ;" મારા પિતાએ તેને પૂછ્યું.

"શાહજાદા! મેં અરબસ્તાન, તુરકીસ્તાન, ઇરાન, ટીબેટ, આસીરિયા અને બીજા ઘણા મુલકોમાં મુસાફરી કીધી. જ્યાં હું જતો હતો, ત્યાં મારા વૈદકજ્ઞાનને લીધે, થોડું ઘણું પેદા કરી ખાતો હતો. કોઇકવાર નજુમી બની જતો, તો કોઇકવાર મોટો ધર્માત્મા બની જતો. હું દરેક પ્રકારના મંડળમાં ભેળાઈ જવાની ટેવ ને શક્તિ રાખતો હતો, એટલે મને ઝાઝી અડચણ પડતી નહોતી. મારામાં કેટલાક ગુણો સારા હોવાને લીધે દરેક દરબારમાં હું પોષાતો હતો. છેવટે હું હિંદુસ્તાન પાછો ફર્યો, અને બંધે રખડીને છેલ્લો જયપુરની દરબારમાં ગયો. મારી વિદ્વત્તા જોઇને રાજા જયસિંહ મારાપર ઘણો ખુશી થઈ ગયો. તે મને હમેંશાં પોતાને ત્યાં રહેવાને અરજ કરતો હતો. મેં ઠેઠ સૂધી ત્યાં જ મારો કાળ કાઢયો, પણ જ્યારે ત્યાં રહેતાં હું થાકી ગયો, ત્યારે મેં આગ્રા જવાની પરવાનગી માંગી. જયપુરથી નીકળી દેવળા હું પહોંચ્યો, અને

ત્યાં જે અકસ્માત્ બન્યો, ત્યારની વાત તો આ તમારા છોકરાએ તમને કહી છે, એટલે હવે વધારે કહેવાનું મારે માટે રહ્યું નથી. પણ ચાલો હવે, એ બધી વાત તો નવી જૂની થઈ ચાલી. અંસવારીના નામદાર રાજા સાહેબ પાસે તમે ગયા હતા, ત્યાંથી શું વધામણી લાવ્યા?"

"ખુશ આમીદ! આપણો સ્વીકાર કરે છે. દરેક જાતની મદદ આપવાને તૈયાર છે. હાલમાં તો આપણને તે પોતાને ત્યાં જ રહેવા આગ્રહ કરે છે. અહીંથી બીજે ક્યાંઈ ભટકવાની હવે જરૂર નથી. આપણી સર્વે યોજનાઓ અહીં જ ઘડીશું, અને જ્યારે તે પાકી થશે, ત્યારે આ દુરાચારીને ઉઠાડી મૂકવા બહાર પડીશું. મારા જૂના મિત્રો હોય તેને મારે ભેગા કરવા, અને તેમની પણ મારે મદદ માંગવી એમ રાજા સલાહ આપે છે. કેમ, તમે બંને શું ધારો છો?" મારા પિતા પૂછવા લાગ્યા.×

"અમારે કોઈ પ્રકારની અડચણ નથી, તેમ જ કરીશું;" અમે બંને જણાએ કહ્યું.

અમારી વાત પૂરી થઈ. તે જ દિવસે રાજાએ અમને તેડવાને પોતાનાં માણસો મોકલ્યાં. અમે તેમની સાથે રાજાના મહેલમાં ગયા. સર્વને ઘટતો આવકાર આપવામાં આવ્યો. મારી મુસાફરીનો તથા મારી જીંદગીની વીટંબણાનો અંત આવ્યો એમ મને લાગ્યું. હું મારા પિતાની સાથે સુખચેનમાં રહેવા લાગ્યો. અમારા સુખમાં દીલગીરી માત્ર મારાં ભાઈ બહેનની હતી. ગુલાબ જીવતી હોતે, તો આજે હું તેને કેટલી સુખી કરતે એમ હું વિચારતો હતો. મારા ભાઈ યુસફની કહાણી સાંભળવાની મારા નસીબમાં બાકી હતી. આરાકાનમાં શૂજાની સાથે યુસફ ગયો અને એક વફાદાર નોકર તરીકે તેણે પોતાની ફરજ અદા કરી! પાપાત્માનો પુત્ર, પણ પોતાના માલિકના દુઃખમાં તે ભાગ લેતો હતો, ભાગ લેવામાં જ તેણે પોતાનું આવરદા પૂરું કીધું. જ્યારે શૂજાએ લડાઈનો ઝુંડો એકવાર ફરીથી આરાકાનમાં ઉઠાવ્યો, ત્યારે જે નાસભાગ થઇ, તેમાં નાસતાં નાસતાં રસ્તામાં જ તેણે પોતાનો પ્રાણ મૂકયો હતો, એમ મેં સાંભળ્યું!

મારાં ભાઈ બહેનની દિલગીરીમાં મને દીલાસો આપનાર મારા પિતા મારી પાસે હતા. તેઓ વારંવાર મને દુઃખ ભરી યાદ નહીં કરવા કહેતા હતા. તેમના વારંવાર ટોકવાથી, વખતનાં વહેવા સાથે હું તેમને ભુલવા લાગ્યો.

---

# પ્રકરણ ૬૬ મું.
## ઉપસંહાર.

We 're been long together
Through pleasant and through cloudy weather;
'Tis hard to part when friends are dear
Perhaps 'twill cost a sigh
* * * *
Say not Good Bye—but in some brighter clime
Bid we Good Morning.

વાંચનાર હવે મારી કલમને કાંઈક વિશ્રાંતિ લેવા દે.

મારી કર્મકથા આજે તારા મોં આગળ મેં મૂકી છે. મારે કાંઈ આગળ કહેવાનું રહ્યું નથી. અત્યાર સુધી મારી જીંદગીમાં જે જે અવનવા બનાવો બન્યા તેની ટુંક નોંધ મેં અત્ર ટપકાવી દીધી છે.

હવે મારૂં લક્ષ આ કર્મકથા લખવાપર નથી. અત્યારે તો મારૂં મગજ નવા નવા વિચારોમાં ઘુમાતું છું. મારા પિતાની યોજનાઓ કેમ પાર પડે, તે તરફ જ અત્યારે હું ધ્યાન આપું છું.

ભવિષ્ય કોણે જોયું છે? મારી મહેનત સફળ પણ થાય. હકદારનો હક મળે અને એકવાર મહાન્ મોગલ બનવાનું મારા નસીબમાં પણ લખાયું હોય! ઔરંગઝેબે શાહજહાનને ઉઠાડી મૂક્યો, તો હું એને કોઈવાર કેમ ઉઠાડી નહીં મૂકું? ઈશ્વર સરખો દાતાર છે! આશા અમર છે! પણ હવે બસ. જો વળી ઔરંગઝેબને ઉઠાડી મૂકીશ, તો વળી ફુરસદે હવે પછીનો વૃત્તાંત પણ તને જણાવીશ.

* * * *

સુલતાન મહમુદ નૂરમહાલના દગાથી મહેલમાં પૂરાઈ ગયો. તેને બચવાની આશા રહી નહીં. પાછો ફરી શકાય એમ નહોતું. શાહજહાન તેને બચાવી શકે તેમ નહોતું. ક્રૂર પિતાના હાથમાં તે સપડાઈ ગયો છે! દયાની આજીજી કીધી, કાલાવાલા કીધા, પરંતુ તે માંગણી અસ્થાને હતી. તે ભાગ્યહીણ શાહજાદો પિતાના ક્રોધનો ભોગ થઈ પડ્યો. અનુભવી પિતાને ખબર હતી કે, જો તે પોતાના દીકરાને આજે બચાવે તો કાલે તે પાછો ટટાર થાય. તેથી તેને સીધો દોર કરવાની જરૂર હતી. મહમુદનાં નસીબમાં કમોતનું મોત લખાયલું હતું. જલ્લાદની તલવારને તે શરણ થયો.

* * * *

વફાદાર સુલેમાન શોકાતુર હૃદયે આગ્રા પાછો ફર્યો. ત્યાર બાદ કેટલોક વખત સુધી પોતાના શેઠના કશા સમાચાર તેણે સાંભળ્યા નહીં. સુલતાન મહમુદે જણાવેલા બળવા વખતે ફરીથી સાહેબની યાદ તેને

આવી. પરંતુ લડાઈના દીંગામમાં તેને મળવું અશક્ય થઈ પડયું. સાદીકના નાસવા પછી તેનો કશો પત્તો એને મળ્યો નહીં. તે મૃત્યુ પામ્યો હશે એમ ધારી તેને મળવાની સર્વ આશા સુલેમાને મૂકી દીધી! પોતાની સારી વર્તણુકથી આજે તે બીજી નોકરી મેળવવા ભાગ્યશાળી થયો છે અને અમીર ધાસીઉદ્દીનને ત્યાં મનગમતી નોકરી કરી પોતાનો કાળ નિર્ગમન કરે છે.

* * * *

આપણો જાણીતો અને માનીતો લુચ્ચો હજામ! રંગીલો ને રસીલો! બેધડક ને બહાદર! ચાલરે લાલીયા બાવડી ચસ્કીની જાતનો તો ખરો, પણ ચકોર, ચબરાક ને ચાલાક! સુલતાન મહમુદના બળવા વિશે, તેમ જ સાદીક અને નૂરમહાલે તેમાં લીધેલા ભાગ વિશે પૂરી માહીતી મેળવતો રહ્યો હતો. પરંતુ સાદીકે તેને પોતાની સાથે નહીં રાખ્યો અને દરેક વાતમાં રસ મેળવવા નહીં દીધો તેથી તેનાપર ગુસ્સે રહ્યો તે રહ્યો જ! તેની મોટી હોંસ સાદીકને એકવાર મળી ખૂબ થથરાવવાની હતી, પણ તેને કમનસીબે સાદીક મળ્યો જ નહીં. તેની મા નૂરમહાલની ખટપટોથી કંટાળીને તેને છોડી આવી હતી. ફરી એકવાર મા દીકરો મળ્યાં. અરસપરસ માફી માફ કરી, સાથે રહેવા લાગ્યાં અને કુળવાન્ પુત્રે પોતાનો આબરુદાર ધંધો ફરી એકવાર શરુ કર્યો. આગ્રાના બજારમાં તમે જાઓ, તેની ટપટપી સડાસડ ચાલતી તમે જોશો, અને તમારાં નસીબ લીલાં હશે તો આડા ને ઉભા બે ચાર લપેટા માથાપર મરાવી લેજો. તમને તુરત ઉંઘ આવી જાય તેવો તેનો હાથ હલકો જણાશે! પણ જીભ બહુ લાંબી! તોબાહ! તોબાહ!

* * *

સર્વેના વિનાશનું મુળ નૂરમહાલ કાંઈ બચી જાય એમ નહોતું. પૈસાની લાલચને માટે જે બીજાને ફસાવી દે, તે કોઈ વખત ખુદ બાદશાહ સલામતને કેમ ફસાવી નહીં દે? વળી સુલતાન મહમુદ પાસે બે લાખ રૂપીઆ લાંચ લઈને, તેને મહેલમાં દાખલ થવા દીધો, એ નૂરમહાલે મોટો ગુન્હો કીધો હતો. શિક્ષા તરીકે તેને તોપને ગોળે ઉરાડી મૂકવામાં આવી.

* * * *

ખુશરુ અને દાવીરબખ્શ બંસવારીમાં ઠેકાણે પડ્યા, પછી થોડા જ વખતમાં શાહજહાનનાં મૃત્યુના સમાચાર ફરી વળ્યા. શાહજાદા મહમુદના બળવા પછી, તે કમનશીબ બાદશાહપર વધારે જાપતો રાખવામાં આવ્યો. તે છતાં પણ ઔરંગઝેબ પિતાને માટે માન ધરાવતો હતો! તેને શારીરિક દુઃખ નહીં પડે તેની તજવીજ રાખતો હતો. છતાં દુઃખમાં

ઘેરાયલો બાદશાહ શાહજહાન થોડાજ વખતમાં પોતાના કીરતાર પાસે પોતાના પાપ પુણ્યનો હિસાબ આપવા પહોંચી ગયો.

*  *  *  *

ઔરંગઝેબને તખ્તનશીન થયાને દશ વર્ષ થયાં છે. હવે તે ઘણો જ મક્કમ થઈ પડ્યો છે. સુલતાન મહમદના છમકલાથી તે વધારે ચેતતો રહ્યો છે. પિતાનું મરણ થયું, તે છતાં તખ્તને માટે ફરીથી નવાં કાવતરાંઓ થયાં નહીં, અથવા તો કોઈએ હુલ્લડ કીધું નહીં. બાકરઅલી અથવા સાદીકની હયાતી વિશે તેને કશે શક રહ્યો નહીં. લશ્કરે આપેલા સમાચારપરથી એની ખાત્રી થઈ હતી કે, બાકરઅલ્લી અને સાદીક, આ પૃથ્વીપર રહ્યા નથી! તેની ગાદીનો પાયો મજબૂત થયો છે, હવે તેનું ધ્યાન રાજ્યનો વિસ્તાર વધારવામાં રોકાયું છે.

*  *  *  *

દક્ખણના ઝળકતા હીરા મીરજુમલાને ઔરંગઝેબે વિસારી દીધો નહોતો. તેનું સામર્થ્ય તે સારી રીતે સમજતો હતો. જો તેની મદદ નહીં હોત તો સહેલાઈથી ઔરંગઝેબને ગાદી મળી શકતે નહીં. બાદશાહ તેને હંમેશાં પોતાનો મિત્ર રાખવા માંગતો હતો, છતાં તે પોતાની પાસે નહીં રહે તો સારું, એવું તે ઇચ્છતો હતો. તેને વચન મુજબ બંગાળની સુબેદારી આપવામાં આવી. આસામનો મુલક જિતવાનું કાર્ય તેને સોંપવામાં આવ્યું. ઇસ્વી સન ૧૬૬૨ માં તે ઢાકાથી ઉપડ્યો, આસામ જિત્યું અને હવે ચીન જવા રજા માંગી. તે રજા તેને આપવામાં આવી, પરંતુ ત્યાં જતાં પહેલાં ચોમાસું શરુ થયું, તેના લશ્કરમાં રોગ ફાટી નીકળ્યો અને તેને ઢાકા પાછા ફરવાની ફરજ પડી. પરંતુ થાકને લીધે રસ્તામાં જ તે માંદો પડ્યો, અને ઢાકા પહોંચતાં પહેલાં જ ઈ. સ. ૧૬૬૩ માં તેણે પ્રાણ ત્યાગ કીધો. તેનાં મોતના સમાચાર સાંભળી, ખુદ બાદશાહ પણ દિલગીર થયો. પિતાનું સર્વે માન તેના પુત્ર અમીનને આપવામાં આવ્યું. તેને ખુદ દીલ્લી બોલાવવામાં આવ્યો. ભર દરબારમાં તેને માનનો પોશાક આપવામાં આવ્યો. પોશાક પહેરાવતી વેળાએ ઔરંગઝેબને જુમલા યાદ આવી ગયો. સજળ નેત્રે તે માત્ર એટલું જ બોલી શક્યો: “તેં બાપ ખોયો છે, પણ મેં તો એક મોટામાં મોટો અને સૌથી વધારે ભય ઉપજાવનારો મિત્ર ગુમાવ્યો છે!*”

*  *  *  *

* The Emperor gave his rank and honours to his son Ameen. "You" said he to him, "have lost a father, and I have lost the greatest and the most dangerous of my friends."

અત્ર સર્વ પૂર્ણ થાય છે. પાત્રોનાં કૃતકાર્ય ને કર્મકથા! સામાન્ય રીતે દરેક પુસ્તકને અંગે પ્રસ્તાવના જોડવાનો રિવાજ છે. જરૂર હો વા નહીં હો, તોયે પ્રસ્તાવના આપવાનું સર્વે જ ઉચિત ધારે છે! પરંતુ પ્રતિ વર્ષે ઉપહારરૂપે અપાતી "ગુજરાતી"ની ઐતિહાસીક નવલકથાઓનાં ઉદ્દેશનું પિષ્ટપેષણ કરવાને કંઈ પ્રસ્તાવનાની જરૂર નથી. ઐતિહાસીક નવલકથા મનુષ્યનાં જીવનપર કયા કયાં પ્રકારની અસર કરે છે અને તેની કેટલી અગત્યતા છે, તે બહુ અંશે "ગુજરાતી"ની નવલકથાઓએ ગુજરાતી પ્રજાને બતાવી આપ્યું છે.

અત્ર ઉપસંહારનો ઉપસંહાર કરતાં બે બોલ લખવાની જરૂર ધારું છું અને તે જ માત્ર જણાવી આ પુસ્તક સમાપ્ત કરીશ.

મહાન્ મોગલના પ્રારંભ કાળની કર્મકથાનો સાર શું? નીતિદ્રોહી, પિતૃદ્રોહી, ભ્રાતૃદ્રોહી, કપટકળાથી દેશનું સાર્વભૌમ પદ પ્રાપ્ત કરનાર આ તે કોણ? મહાન્ મોગલ? હા, અંગ્રેજ ગ્રંથકારો એમ કહે છે. હિંદી પ્રજા પાપનું પુતલું માને છે. એ પાપે હિંદ ડુબ્યું! કયાં બાબર, હુમાયુન અને અકબરની રાજ્ય સ્થાપનાની ઉત્તમ રીતિ, અને કયાં જાહાંગીર, શાહજહાન અને ઔરંગઝેબની રીતિ નીતિઓ! સલીમે રાજ્ય મેળવવા માટે પ્રતાપી અકબર સામે તોફાન જગાવ્યું, ખુર્રમે ભાઈઓનો વધ કરી, બાપની સામું બંડ ઉઠાવ્યું અને તેની વૃદ્ધાવસ્થામાં, તેનાજ પુત્રોએ તેનું જ અનુકરણ કરી, માંહોમાંહે લડી, તેને કેદ કરી રાજ્ય પ્રાપ્ત કર્યું! પિતા કરતાં પુત્રોએ અધિક જ કર્યું! પરિણામ શું? જે મહાન્ રાજ્યની લગામ લગભગ ઉડતાળીસ વર્ષ સૂધી ઔરંગઝેબે પોતાના હાથમાં રાખી, સાડા ત્રણ લાખના લસ્કરવડે, દેશના ખરા હકદારના હકો લૂટવા રણયજ્ઞ આરંભ્યો તેથી, તેનાં મૃત્યુબાદ વીસ વર્ષમાં એવું બન્યું કે, આખી મુગલાઈ હોમાઈ ગઈ! રાખ થઈ ગઈ! મહાન્ ગણાતાં છ મોગલોએ લગભગ એકસો એક્યાસી વર્ષ સૂધી હિંદના એક નાકાથી તે બીજા નાકા સૂધી એક ડંકો વગડાવ્યો! તે રાજ્ય માત્ર આંગળીના વેઢાપર ગણાય એટલા વર્ષોમાં છિન્નભિન્ન થઈ ગયું! કારણ પિતૃભક્તિનો—ધર્મનો—નીતિને. વિચાર જ નહિ! જે અધમતાથી રાજ્ય પ્રાપ્ત કરવાની રીતિ મોગલ વંશમાં દાખલ થઈ હતી, તે એક શાપ સમાન હતી. એ જ અકબરનો વારસો હતો! પાપાચરણની શરુઆત જહાંગીરના સમયમાં થઈ, ઔરંગઝેબનાં કાળમાં સંપૂર્ણ થઈ અને તેનું ફળ તેના પુત્રના સમયમાં જલદી જ પ્રાપ્ત થયું. આ દેશના જ વતનીઓ, ભૂમિના માલીકોને જડ મૂળથી ઉખેડવાનું ઔરંગઝેબે સાહસ કર્યું એ બીજું પાપ નડ્યું! એક બાજુએ રાજપૂતોને અને બીજી બાજુએ મરાઠાઓને ઉખેડી નાંખ-

વાનો તેને અધમ પ્રયત્ન ચલાવ્યો? દગા ફટકાની રીતિથી તે ફાવ્યો પણ હોય, તોયે શું? મહાન્ મોગલ શહેનશાહતનું બીજ આજે સ્વપ્નવત્ થઇ ગયું છે. ટગુમગુ થઈ ગયલાં રજપૂત અને મરાઠા રાજ્યનાં ચિહ્નો હજુએ માલમ પડે છે.

વિશેષ ખુલાસાની કશી જરૂર નથી. આ કથામાં કાંઇક અંશે મોગલ શહેનશાહતની અધમતાનું અને પડતીનું કારણ દર્શાવવા પ્રયત્ન કર્યો છે. જે પુત્ર પિતા સામું, ભાઈઓ સામું, નીતિ વિરુદ્ધ, ધર્મ વિરુદ્ધ, દેશ પ્રજા વિરુદ્ધ આચરણ કરે તે કદાપિ સુખી થાય નહિ. સુલતાન મહમુદનું બંડ ઔરંગઝેબને પિતૃદ્રોહનાં ફળરૂપે જ હતું!

વાર્તાનું વર્ણુ જાળવી રાખવા માટે કેટલાંક ઐતિહાસીક વૃત્તાંતોમાં ફેરફાર કરવો ઉચિત ધારવામાં આવ્યો છે. સામાન્ય રીતે એવું માનવામાં આવ્યું છે કે, ખુશરુએ જહાંગીર સામું રાજ્યગાદી માટે બંડ ઉઠાવ્યું ત્યાર બાદ એને કેદ કરી રાખવામાં આવ્યો હતો, પરંતુ કેટલાક સમય પછી ખુરરમના અતિ આગ્રહથી તેને છોડવામાં આવ્યો હતો, અને જ્યારે તે દખણમાં જતો હતો, ત્યારે તેણે પોતાના મોટા ભાઈનું ખૂન કરાવ્યું હતું. આ વાર્તામાં તેને જીવતો કલ્પવામાં આવ્યો છે.

ખુશરુનો પુત્ર દાવીરબખ્શ અથવા તો આપણી વાર્તાનો નાયક સાદીક છે. જહાંગીરનાં મૃત્યુ બાદ તેનાં વજીર આસફખાને તેને ગાદીએ બેસાડ્યો હતો; પરંતુ તેને, તેમ જ શેહેરીયારને જલદીથી યમદ્વાર પહોંચાડી, શાહજેહાનને મહાન્ મોગલનું પદ આપવામાં આવ્યું હતું.

આ પુસ્તકની યોજના 'વજીર પુત્ર' નામક એક અંગ્રેજી પુસ્તકપરથી તેમ જ પ્રખ્યાત ફ્રેન્ચ મુસાફરો બરનીયર અને ટ્રેવરનીયરનાં અહેવાલપરથી અને બીજાં અન્ય ઇતિહાસકારોનો આધાર લઇને કરવામાં આવી છે. ખુશરુ, શેહેરીયાર અને દાવીરબખ્શનાં વૃત્તાંતો ઉકત અંગ્રેજી પુસ્તકપરથી લેવામાં આવ્યાં છે. એ વૃત્તાંત ઐતિહાસીક નથી, પણ દંતકથારૂપે વર્ણવાયલા છે કે તૈમુરલેનના વંશનો ઉચ્છેદ કરી, શાહજહાન ગાદીનશીન થયો હતો અને પિતા તથા ભાઇઓનાં ખૂન કરી કરાવી, ઔરંગઝેબે મહાન્ મોગલપદ ધારણ કર્યું હતું! મહાન્ મોગલ એટલે દેશોચ્છેદક! દેશદ્રોહી! પિતૃદ્રોહી! ભ્રાતૃદ્રોહી! કુટુંબદ્રોહી! એ દ્રોહરૂપી પાપોએ તેનો વંશ ગયો! તેના 'મહાન્!' નામે જ પરદેશીઓને અભય અપાયું! તે સ્થિર બેઠા છે ને એનું નામ નિશાને અવશેષ રહ્યું નથી! એ પ્રભુની લીલા અકળિત છે!



# ગોલ્ડ ટોનીક પીલ્સ.

નવા સુધારાથી બનાવેલી આયુ:વર્ધિની અને મનહુલ્લાસિની ધાતુ પૌષ્ટીક સોનેરી ગોળીઓ.

આ ગોલ્ડ ટોનીક પીલ્સ લેતાંની જ સાથે જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે અને ભૂખ લાગે છે. રુચિ ઉત્પન્ન થાય છે. ગમે તેવો પરિશ્રમ કરવાથી પણ થાક લાગતો નથી, મગજની તરાવટ થાય છે. જ્ઞાનતંતુ સબળા થઇ સ્મરણ શકિત વધે છે. મન પ્રફુલ્લિત થાય છે અને આંખની રોશની વધે છે તે સાથે મન્દાગ્નિ અને અશક્તિના કારણે ભુખનું ઓછું થવું, પેટનું ચઢી આવવું, ખાટા ઓડકાર આવવા, પેડુમાં અને મગજમાં દુખાવો થવો, ચક્કર આવવાં, થોડા પરિશ્રમે ઘણો થાક લાગવો, આંખે ઝાંખ આવવી, તિમિર એટલે ઝાંઝળાં જેવું દેખાવું, શરીર તુટવું, આળસ આવવું અને ચિત્તનું ઉદાસ થવું, વગેરે જે દોષો ઉત્પન્ન થાય છે જેનો જેમ સૂર્યના ઉદય માત્ર થવાથી અંધકારનો નાશ થઇ જાય તેમ નાશ થાય છે.

વાપરવાની રીત—દર ત્રણ ત્રણ કલાકે અકેક ગોળી દીવસમાં ત્રણ વખત દુધ અથવા પાણી સાથે લેવી. બાટલી એકની કીંમત રૂ. ૧-૮-૦

# ગાંડીવ એન્ટી-રૂમેટીક બામ.

(એક ઘણોજ અસરકારક અને લાભકારક મલમ.)

આ મલમ શરીરે ચોળવાથી સંધીવા સરખો દુ:ખદાયક રોગ થોડા વખતમાં નાબુદ થાય છે. પક્ષપાત, ધ્રુજરી અને ધનુર્વા સરખા રોગને આ મલમે મટાડ્યા છે. હાથ પગનું રહી જવું, શરીના કોઇ પણ અવયવ ઉપર એકદમ સોજો ચઢી આવવો, પેડુની આજુબાજુના ભાગમાં અતિશય દુખાવો થઇ આવવો, વાંસો ફાટયા કરવો તથા અકડાઇ જવો, કમરનો ભાગ ઝલાઇ જવો, ગરદનની નસો સજ્જડ થઇ જવી, રગત્રક થઇ જવાથી હાથ, પગ, કે શરીરનો કોઇ ભાગ રહી જવો, વગેરે રોગો આ મલમ લગાડવાથી નાશ પામે છે. સ્ત્રીઓના કેટલાક ભયંકર રોગો જેવા કે સુવાવડ અને ગર્ભાશયના રોગો થઇ ગયા પછી કમર અને પગ ઝલાઇ જાય છે તે પણ આ મલમનો ઉપયોગ કરવાથી નાશ પામે છે. કીંમત શીશી એકના ફક્ત આઠ આના મોટી બાટલી બાર આના.

# સંજીવન મિક્ષચર.

**ભયંકર રોગોને પણ નિર્મૂલ કરનારો પ્રવાહી પદાર્થ.**

ભયંકર રોગો.-કોલેરા કે જેને વિસુચિકા, મહામારી, પટકી, કોગળીયું વગેરે નામોથી ઓળખવામાં આવે છે તેને એકદમ દાબી દેનાર, કોલેરાનું દરદ પુર જોરમાં આવી ગયેલું છતાં તેમાંથી બચાવનાર, કોલેરાથી થતા ઝાડા ઉલટીના વિકારને એકદમ નાબુદ કરી શરીરના બિગાડને દુર કરનાર તો આ "સંજીવન મિક્ષચર જ" છે એમ અનુભવથી સત્તા ભરેલી રીતે સિદ્ધ થયેલું છે. અતિસાર—આ રોગ પણ ઘણો ભયંકર છે. ઘણા ઝાડા થવાથી શરીર નીચવાઈ જઇ એમાંથી મોત નિપજે છે. આ ભયંકર રોગને પણ આ દવા ઘણી થોડી વખતમાં નાબુદ કરી નાંખે છે. સંધીવા, મુત્રાશયની વ્યાધીને અને મળાવરોધના રોગને પણ આ "સંજીવન" તાકીદથી મટાડે છે. અપચો, અજીર્ણ ખાટા ખારા ઓડકાર વગેરે રોગોને તુરત મટાડે છે. શરદીને જલદી મટાડેછે, જઠરાગ્નિને બળ આપી પાચન શક્તિને સતેજ કરે છે. કીંમત—બ ટલી એકના દશ આના.

# વીંચ્છુના ડંખનો સર્વોપરી ઉપાય.

અકસ્માત ડંખ મારતા ગમે તેવા ઝેરી વીંચ્છુઓના તાત્કાળીક ઉતારનો સર્વોપરી ઉપાય લાંબી મુદત થયા એક મહાત્મા યોગીની પ્રાચીન શોધના આધારે ખાસ મેહેનતથી શોધી ઘણો લાંબો વખત અનુભવી બાહેર મુકવામાં આવ્યો છે. ખાસ જામીનગીરીથી ખાત્રી સાથે કહી શકીશું કે, માત્ર ૨ થી ત્રણ ટીપાં વિંચ્છુના ડંખ લાગેલી જગો ઉપર મુકવાથી ડંખની ઝેરી વેદના તદન દુર થાય છે. બાટલી એકના આના આઠ.

# ગરમીના રોગની અકસીર ગ્રેન્યુઅલ્સ.

આ ગ્રેન્યુઅલ્સ એક ઘણાજ પ્રખ્યાત અને એ દરદોના ખાસ અનુભવી ડાકટરના નુસકા પ્રમાણે બનાવવામાં આવી છે.

આ ગ્રેન્યુઅલ્સ એ દરદને તદન જડમાંથી સાફ કરે છે અને તે પાછું વખત ગયે ઉભરી આવવાની ધાસ્તી રહેતી નથી. ખોરાક જેમ બને તેમ હલકો લેવો.

વાપરવાની રીત-બબ્બે ગોળી દર ત્રણ કલાકે પાણી સાથે લેવી, આખા દીવસમાં છ લેવી. બાટલી ૧ નો રૂ. ૧.

## તાવનું અકસીર મિક્ષ્ચર.

આ મિક્ષ્ચર તાઢીઆ, આંતરીઆ, મેલેરીઅલ અને ખરાબ રૂતુમાં ફાટી નીકળતા સર્વે જાતના ઝેરી તાવ ઉપર રામબાણ અસર કરે છે, કારણ કે તે નાશકારક જંતુઓને નાબુદ કરવામાં આબાદ છે. આ મિક્ષ્ચરના ત્રણ ભાગ લેવાથી એકજ દિવસમાં ગમે તેવો તાવ નાબુદ થઇ જાય છે.

આ મિક્ષ્ચર એક ઘણાજ કાબેલ ડાકટરના લાંબા અનુભવ પછીના બારીક શોધનું પરિણામ છે.

બાટલી ૧ ની કીંમત આના બાર.

## કફ્ પીલ્સ.

આ કફ્ પીલ્સ ઘણી અજાયબ રીતે ટુંક મુદતમાં ગમે તેવી લાંબી તથા ટુંકી મુદતની ખાંસી, ઉધરસ, સલેખમને તુરત આરામ આપી મટાડી દે છે તથા વારંવાર આવતા ઠાંસાને તુરત અટકાવે છે, તેમજ ગળાનાં નાનાં મોટાં દરદોને તથા ગળાનું સુકાઇ જવું તેમજ ગળાનું અને સાદનું બેસી જવું તેને પણ આ ગોળીઓ વાપરવાથી આરામ આપે છે અને કંઠને સુધારે છે તેમજ શરુઆતના ક્ષયને પણ તાબડતોબ ફાયદો કરે છે.

વાપરવાની રીત-બબ્બે ગોળી મોઢામાં રાખી તેનો રસ ગળે ઉતારવો. કીંમત બાટલી ૧ નો રૂ. ૦ા.

## વેજીટેબલ હેર ટોનીક.

શુદ્ધ કરેલું બાલને પુષ્ટી આપનારૂં ખુશબોદાર તેલ.

આ ખુશબોદાર અને બાલને પુષ્ટી આપનારું તેલ ઘણીજ અમૂલ્ય વનસ્પતિનું તત્વ કાઢી તેની મેળવણીથી બનાવવામાં આવ્યું છે, મગજને અથવા તો જ્ઞાનતંતુઓને સહજ પણ નુકસાન કરે એવી કોઇ પણ સુગંધી ચીજ નાખવામાં આવી નથી. આ વેજીટેબલ હેર ટોનીક બાલને કાળા ચળકતા તથા સુંવાળા મુલાયમ બનાવે છે. ખરી જતા બાલને અટકાવે છે, તથા બાલની વૃદ્ધિને પુષ્ટી આપે છે. મગજને શાન્તિ આપે છે, માથાનો દુખારો મટાડે છે, તેમજ આંખને તેજ આપે છે.

આ તેલ સ્ત્રીઓ તથા પુરુષોને એકસરખું ઉપયોગી છે. કીંમત બાટલી ૧ ના આના બાર.

લોહીને સાફ કરી શક્તિ આપનાર

# અયોડીડ રેડ જેમીકા—સારસા—પરેલા.

શરીરમાંના બીગડેલા લોહીની તબીયત સુસ્ત થઇ શરીર તવાતું જાય છે અને એ સ્થીતીમાં અનેક દરદોનો હુમલો વારંવાર થયા કરે છે. આવી સ્થીતીમાં બીજા ઉપાયો કરતાં લોહી સુધારવાના ઉપાયની પેહલી જરૂર છે, અને લોહી સુધારવા માટેનો સૌથી અસરકારક ઉપાય રેડ જેમીકા સારસા પરીલા છે. એના ઉત્તમ ગુણો કાબેલ ડાકતરોએ કબુલ રાખ્યા છે. અને તેઓ એક અવાજે ખાત્રી આપે છે કે રેડ જેમીકા સારસા પરેલા લોહી સુધારવામાં અજાયબ જેવી ફતેહ મેલવે છે.

શરીરમાં આવી ગયેલી નબલાઇ, ગરમીનું ફુટી નીકલવું, લીવર બગડવું, જ્ઞાનતંતુઓની નબલાઇ વીગેરે અનેક પ્રકારના દરદો આ દવા દુર કરે છે.

ગરમીના દરદો ઉપર આ દવા ખાસ કરીને રામબાણ અસર કરે છે.

સર્વથી સરસ તબીબી સત્તા ધરાવનારાઓ એના વિશે ઉંચામાં ઉંચુ મત આપે છે. એજ તેના અસરકારકપણાની ખરી જામીનગીરી છે.

વાપરવાની રીત—એક નાની ચમચી પાણી અગર દુધની સાથે દીવસમાં ત્રણ વાર લેવી.

કીંમત બાટલીના રૂ. ૧॥ અને રૂ. ૨॥.

# ભીખા કલ્યાણજી કુ૦નો કેમીકલ ફુડ.

કેમીકલ ફુડ એ એવો રસાયણ સંજોગે બનાવેલો ખોરાક છે કે કોઇ પણ રીતનાં દુઃખ, દરદ, વગેરે પુરુષ સ્ત્રીઓ તેમજ નાનાં બચ્ચાંઓને અતિ ઉપયોગી છે.

દરદી મોઢાનો ફીકો ચહેરો, બદનમાં બહુ નબળાઇ, દીવસમાં બહુ વાર ઝાડો, ઠાંસો અથવા કફ, અંદરના ભાગનો સોજો, હાડકાંની કળતર, મગજની ભમરી, ખાધા પછીનું અજીરણ, ઘણી મહેનત તથા થાકથી તુટી ગયેલી તંદુરસ્તી અને બીજા અનેક દરદો ઉપર એ સીરપ સારી અસર કરે છે.

પીવાની રીત—ઉમ્મરે પુગેલાંને દરેક ચમચી દીનમાં ત્રણવાર થોડા પાણીમાં, એક વરસના બાળકને ૫ થી ૮ ટીપાં, પાંચ વરસના બાળકને ૨૦ ટીપાં, એ મુજબ ઉમ્મરના પ્રમાણમાં પાણીમાં આપવો. કીંમત બા. ૧ ના આના ૧૨.

## કાનના દુખાવા માટે અકસીર ઇલાજ.

આ દવા કાનના દુખાવા માટે ફતેહમંદ નીવડી છે, જે કાનમાં દુખતું હોય અગર પરુ થયું હોય અને પેન મારતી હોય ત્યારે પાંચ સાત ટીપાં કાનમાં નાંખવાથી તુરત આરામ થાય છે, કીંમત બા. ૧ ના આના ૭.

એક ફતેહમંદ દવા.

## ટેસ્ટમાં સ્વાદીષ્ટ બાળજીવન સીરપ.

આ બાળજીવન સીરપથી બચ્ચાંઓને ખાંસી, સસણી, આંચકી, નબળાઇ, હાથપગનું તવાઇ જવું, ચહેરાની ફીકાસ, કોઇ પણ જાતના દમથી ભરાઇ જવું, તેમજ આરોગ્ય શક્તિ મંદ પડવા ઉપર આ બાળજીવન સીરપ દીવસમાં ત્રણ વખત આપવાથી આરામ કરે છે. તેમજ મોટી ઉમરનાં સ્ત્રી પુરુષોને ઉધરસ, દમ, પાચનશક્તિ નબળી પડી થતા ક્ષય રોગથી તાવ અને ખાંસીને આ બાળજીવન સીરપ લેવાથી બહુજ આરામ કરે છે.

રડતાં બચ્ચાંઓને આ સીરપ ખુશ મીજાજ સાથે સારી નીદ્રા આપે છે.

વાપરવાની રીત—મોટા માણસને એક ચમચો તેટલાજ પાણી સાથે દહાડામાં ત્રણ વખત અને બચ્ચાંને પા ચમચો દિવસમાં ત્રણ વખત પાણી અગર દુધ સાથે. કીંમત બાટલી એકના ૧૨ આના.

## ડેપી લેટરી.

### નકામા વાળને નાબુદ કરનાર ચમત્કારી પાઉડર.

આ પાઉડર પાણીની સાથે મેળવી, લેપની માફક બાલ ઉપર ચોપડી, પાંચ મીનીટ સુધી રહેવા દઇ ઠંડા પાણીથી ધોઇ નાંખવું એટલે નકામાં વાળ તુરત નીકળી જશે. ચામડી કાળી પડતી નથી, કીંમત બાટલી ૧ ના આના ૪.

# પ્લેગની ગાંઠનો ખાસ મલમ.

આ મલમ પ્લેગની ગાંઠ ઉપર લગાડવાથી પ્લેગના જંતુઓનો નાશ કરી પ્લેગની ગાંઠને વગર પોટીસે બેસાડી દેય છે અને ઠંડક વળે છે.

આ મલમ રસ તથા વધરાવલના દરદ ઉપર બહુજ ફાયદો કરે છે.

વાપરવાની રીત—પ્લેગની ગાંઠ ઉપર આ મલમ દીવસમાં બે ત્રણ વખત લગાડી કાપુસ મુકી પાટો બાંધી રાખવો. વધરાવલ તથા રસના દરદ ઉપર દીવસના તથા રાતના મસળીને મલમ લગાડવો. કીંમત બાટલી ૧ ના આના આઠ.

# ઈસ્તન્સ સીરપ.

બદનના ભાગોમાં થતી નબળાઈ, સાંધાનું દરદ, હલકી ઝીણી તાવ તથા ગરમ દેશમાં લાંબો વખત રહ્યાથી તથા તન અને મનને મહેનત આપવાથી જે દરદો ઉત્પન્ન થાય છે, તેવાં અનેક દરદોને નાબુદ કરવાને સઉથી વખણાયલો અને અકસીર ઈલાજ એજ છે કે સીરપ લાંબો વખત સુધી વાપરવો.

એ સીરપ ઉમરે પુગેલાં સ્ત્રી પુરૂષોને—એક સરખી રીતે માફક આવે છે, તે એટલા સુધી કે લોહીને પુષ્ટપણું, સાંધાઓની મક્કતાઈ, આલસાઈ ને તેજદાર હોશીયારી આવી માણસ પુરતાં તંદુરસ્ત થાય છે, માટે આ સીરપ નબળા માણસે અવશ્ય કામમાં લેવો.

અરધી ચમચીથી એક આખી ચમચી સુધી, અથવા અરધા ડ્રામથી એક ડ્રામ સુધી દીવસમાં ત્રણ વાર પાણી સાથે લેવી.

કીંમત બાટલી એકનો રૂ. ૧ મોટી સાઈઝનો રૂ. ૧॥.

# પેપસીન વાઇન.

પેપસીન ખોરાક પાચન કરી ભુખનો વધારો કરવાનો ઉત્તમ ગુણ ધરાવે છે. પેપસીન હોજરીને મજબુત બનાવી, ખોરાકને પાચન કરવામાં મદદ કરે છે. ભુખ તથા પાચન શક્તિને માટે લોકો બીજી ભલતી દવાઓ વાપરી તંદુરસ્તીનો નાશ કરે છે.

તંદુરસ્તીનો આધાર ખોરાક લઈ તેને બરાબર પાચન કરવામાં છે—ભુખ તથા પાચન શક્તિનો સુધારો કરવા પેપસીન જેવું ફાયદાકારક બીજું કાંઇ નથી.

વાપરવાની રીત—એક નાનો ચમચો પાણીમાં દીવસમાં બે વખત ખોરાક લીધા પછી લેવું. કીંમત બાટલી ૧ નો રૂ. સવા.

## બ્લડપ્યુરીફાયર—લોહીને સુધારનાર સીરપ

ઉપલો સીરપ શરીરના બગડેલાં લોહીને તદન સાફ કરી પૂર્ણ તંદુરસ્તી બક્ષે છે અને વળી સ્વાદમાં પણ મીઠો હોવાથી પીવાને કંટાળો થતો નથી.

પીવાની રીત—એક નાની ચમચી ભરી દીવસમાં ત્રણ વખત તેટલા જ પાણી સાથે લેવી. કીંમત બાટલી ૧) ના રૂ. ૨.

## દાંત તથા પેઢાંના દુખાવાનો અકસીર ઈલાજ

આ દવા દાંતના દુખાવાને તથા કળતરને આરામ કરે છે, કોહી જતા ભાગોને અટકાવે છે, સોજાને ઉતારે છે. લોહી નીકળતું બંધ કરે છે. મોઢાંની ખરાબ વાસને દુર કરે છે અને છેવટે દાંત તથા પેઢાંઓને મજબુત કરે છે. રૂ (કાપુસ)થી દુખતા ભાગ ઉપર લગાડવું. કીંમત બાટલી ૧ ના ૮ આના.

## હેરડાઈ.

સફેદ બાલને કાળા કરવાનો ચમત્કારીક ઈલાજ—આ હેરડાઈ અમુલ્ય તત્ત્વનાં વસાણામાંથી કાઢેલ છે. ચામડીને ઇજા નહીં થતાં લગાડતાંને વાર તરત જ બાળ કાળા થઇ જાય છે.

વાપરની રીત-પહેલા નંબરની બાટલીમાંથી દવા લઇ સફેદ બ્રશથી બાલને લગાડી બીજા નંબરની બાટલીમાંથી દવા લઇ કાળા બ્રશથી બાલ ઉપર લગાડવાથી તરતજ બાલ કાળા થઇ જશે.

ઘરાકોને વાપરવા માટે હરકત ન આવે માટે તેની સાથે ચોપડવાને માટે બ્રશ પણ સાથે મુકેલાં છે.

કીંમત બાટલી ૧ નો રૂ. ૧॥.

## ઈચ ઓઈન્ટમેન્ટ.

ખુજલીનો ખાસ મલમ.

આ મલમ ખાસ ફોલા અને ખરજ આવતી હોય તેની ઉપર રાતના સુતી વખતે લગાડી સવારના સાબુથી ધોઈ નાંખવું. એવી રીતે બે ત્રણ વખત લગાડવાથી ખુજલી મટી જશે.

કીંમત બાટલી ૧ ના આના ૪.

તારનો બોલ—"વસનજી—માથેરાન"

# માથેરાનમાં

# ગોવંદજી વસનજીનું

## રૉયલ હિંદુ હોટેલ.

ટુંક મુદતની અંદર એટલું તો માનીતું થઈ પડયું છે કે હજારો સુપ્રસિદ્ધ આગેવાન ગ્રહસ્થોએ તેની મુલાકાત લીધી છે.

સેંકડોમાંથી ફક્ત એકજ સર્ટીફીકેટ વાંચો:—

*3rd June 1908.*

I was an inmate of the Royal Hindu Hotel for over a fort-night and I was in every respect satisfied with its arrangements. The proprietor of the Hotel has secured one of the nicest bungalow for it. It is very commodious and on a very fine site. Mr. Vasanji and his son Govindji both appear to possess considerable capacity for organisation. They are always attentive to their customers and they try their best to meet all their wants. The food they supply is of the best kind. There are many-varieties to meet different test and conditions and it is prepared in a manner to meet the most fortidious eater. I think the institution deserves encouragement at the hands of Hindu community.

(Sd.) GOKALDAS. K. PAREKH.

વધુ માટે સરક્યુલર મંગાવો અને એકજ વખત મુલાકાત લઈ ખાત્રી કરો.

ચોક હોલ
માથેરાન.

ગોવંદજી વસનજી.
ઠાકોરદ્વાર—મુંબઈ.

હેરીસ ટોનીક પીલ્સ—અનાજ પાચન કરી અદ્દભુત શક્તિ ઉત્પન્ન કરે છે, ઝાડો સાફ લાવે છે, શરીરની અંદર કોઇ પણ જાતનો રોગ ઉત્પન્ન થવા દેતી નથી, તેવી અકસીર ગોળીઓ બા. ૧ રૂ. ૧

વિન્સ કફ પીલ્સ—બેખારનું નીકલવું, ઉધરસ વીગેરેનું થવું તથા સલેખમને માટે આ ગોળી બહુ ઉપયોગી માલમ પડી છે. બા. ૧ કીં. આના ૧૦

વિન્સ ગોલ્ડન ડ્રોપ—ગરમીથી થતા રોગો જેવા કે પ્રમેહ, ધાતુ વીગેરેનું ક્ષીણ થવું, નબલાઇનું વધવું વીગેરે માટે આ એક અકસીર ઇલાજ છે. બા. ૧ કીં. રૂ ૨–૦–૦

વિન્સની જુલાબની ગોળીઓ—ઝાડો સાફ લાવે છે. અનાજ પાચન કરે છે. તથા શરીર બહુ સારી સ્થીતીમાં રાખે છે. કા. બા. ૧ આના ૮.

વિન્સ રોઝ આઇડ્રોપ્સ—શરીરની અંદર આંખ તે એક રત્ન છે; તેને સંભાલવાની દરેક માણસને જરૂર છે. તેને માટે આ દવા બહુ અકસીર છે. હમેશાં આંખની અંદર ટીપાં નાંખવાથી, આંખ બહુ ચોખ્ખી રહે છે. આંખની અંદર લોહી વીગેરેને તોડી નાંખે છે. કાચની ભુંગલી સાથે બાટલી વેચાય છે. કીં. બા. ૧ આના ૧૦.

વિન્સ કલોરોડાઇન—ઝાડા ઉપર તથા કોલેરા ઉપર આ દવા ફક્ત એકજ ભાગ લેવાથી ગમે તેટલા જુલાબ થતા હોય તો બંધ કરે છે. બા. ૧ કીં. રૂ. ૦॥.

વિન્સનો દરાજનો મલમ—ગમે તેવી દરાજ લાલ કાળી વીગેરેને ફક્ત એકજ દાબડી વાપરવાથી ફાયદો થાય છે. કીં. ડબી ૧ આના ૪. રજીસ્ટર્ડ નંબર ૧૦૬ તપાસી લેવો.

વિન્સ એમ્બ્રોકેશન—સાંધાનું ઝલાઇ જવું શરીરમાં કલતરનું થવું તથા વા વીગેરે માટે અકસીર તેલ છે, બા. ૧ કીં. રૂ. ૦–૧૨–૦.

વિન્સ રૂમેટીઝમબામ—માથાના દુખારા માટે અકસીર મલમ બા. ૧ રૂ. ૦॥.

વિન્સ ડીપીલેટરી—નકામા બાલ કાઢી નાખવા માટે અકસીર લોશન. ફક્ત પાંચ મીનીટમાં બાલ ખરી પડે છે. તેમ જ ચામડીને ઇજા થતી નથી. બા. ૧ રૂ. ૦॥

ગોલ્ડન સેન્ટપર્લ—ગરમીના રોગ માટે અકસીર ગોળીઓ ખરાબ સંગતથી થતા રોગો જેવા કે પ્રમેહ માટે અકસીર. બા. ૧ રૂ ૨.

વેચનાર તથા બનાવનાર,

વસનજી નથુની કું૦,

મારકીટ–મુંબઈ.

## હજારો નીરાશામાં આશાનું એકજ કિરણ!!

(ફાયદો ન થાય તો પાઇસા પાછા.)

# કામસંજીવન.

અદ્દભુત શકિત, બુદ્ધિ અને સૌંદર્યતાની સંપુર્ણ વૃદ્ધિ કરનાર આ દવા થોડાજ વખતમાં ભારે વખાણ સાથે સરવત્ર પ્રચલીત થઇ ગઇ છે, ગયેલી જુવાની પાછી મેળવવા માટે આ દવા જાણીતી છે. વીર્યનો ઝરો છે...........અશકત સ્ત્રીપુરુષો માટે ઘણીજ ઉમદા દવા છે. કીં. રૂ. ૧)

# શંઢત્વ વીનાશક તેલ.

ગુપ્ત ભાગની નસોની નવળાઇનો જો કોઈપણ ઉપાય હોય તો અમારું શંઢત્વ વીનાશક તેલજ છે. ગમે તે કારણથી ઉત્પન્ન થયેલી નસોની નબળાઇ માત્ર ત્રણજ દિવસમાં જડથી દુર કરે છે. સાધારણ શીથીલતા તો પહેલે દિવસે દુર થાય છે. એકવીશ દિવસનાં પુરાં સેવનથી જીંદગીભર નચિંત થવાય છે. કીંમત માત્ર રૂ. ૫) નકલી માલથી ઠગાતા ના. લેબલ જોઇનેજ શીશી લેવી.

## જુલાબી ચ્હા.

આ ખુશબોદાર ભુકી છે. તેને પાણીમાં નાંખી ઉકાળી ચ્હાની પેઠે સાકર એકલી અથવા દુધ સાકર સાથે નાંખીને પીવાથી સુખરૂપ દસ્ત થાય છે. પેટને તદ્દન સાફ કરી નસોમાંનો સઘળો કચરો દુર કરી શકિત આપે છે. અને ભુખ બરાબર લગાડી દસ્ત હમેશાંને માટે નિયમીત કરે છે. શ્રીમાન અને નાજુક પ્રકુતીનાં માણસો માટે આ સુખરૂપ જુલાબ છે. કીંમત રૂ ૦ાા એક શીશી ૧૦ થી ૨૦ માણસને ચાલે છે. ત્રણ શીશીનો રૂ ૧ા.

**જે. એન. શેઠના,** ઠાકોરદ્વાર રોડ, ધોબીની વાડી સામે, મુંબઈ–નં૦ ૨

અમારી રાજા રજવાડામાં વખણાતી "યાકુતી"ની નકલો નીકળેલ છે માટે ખરીદ કરતી વખતે સંભાળજો, અમારી બનાવેલ બાદશાહી યાકુતી અનંગ વિલાસ અમે કોઇને વેચવા આપેલ નથી. અમારી બનાવેલ યાકુતી માત્ર રાજકોટમાં અમારા ઔષધાલયમાં જ મળે છે.

## બાદશાહી યાકુતી.

### ( અનંગ વિલાસ. )

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે, પુરૂષાતન કાયમ રાખે છે, સંસાર સુખ ભોગવવા માટે દેશી અને ચુનાની દવામાં ઉંચામાં ઉંચી દવા જોઈએ તો આ અનંગ વિલાસ બાદશાહી યાકુતી છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના, તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. રાજા રજવાડામાં તથા શ્રીમંત લોકોમાં આ દવા બહુ વખણાય છે. ખરી મરદાઇ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઇપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

## બાદશાહી ચુનાની લેપ.

સાંઢાનું તેલ કેવું કીંમતી છે અને તે કેટલી મહેનત અને ખરચના ભોગે બને છે તેની ખાત્રી તેના વાપરનાર રાજા રજવાડાઓ, અમીર ઉમરાવો તથા પૈસાદાર લોકોનેજ હોય છે. એવાં ઉમદા તેલમાંથી આ લેપ બનાવેલ છે અને તે ગુપ્ત ભાગની નસોને પુરતી તાકાત આપે છે. નબળી પડી ગયેલ નસોને પુરતું જોર આપી ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીઆ આઠ.

### ગરમીનો દુશ્મન!!

રક્ત સુધારક નામની વનસ્પતીની ગોળીઓ ગરમીને લીધે બગડી ગયેલું લોહી સુધારવા માટે અમૃત સમાન દવા છે. આ દવાના સેવનથી (syphilis-ઉપદંશ) ગરમીનું ખરાબ દરદ ફરીથી થવાની ધાસ્તી રહેતી નથી. ૬૪ ગોળીની ડબી એકના રૂપીઆ બે. ગરમીના જખમને તુરત રૂઝવનાર મલમની ડબીના આઠ આના. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાક્ટર કાલીદાસ મોતીરામ. રાજકોટ—કાઠીયાવાડ.

# સદાનું સુખ તે કોને કહેવું?

**નાગજી**—એક વખત ખરચ કરવાથી ફરીથી ખટપટ ન રહે તેને. જુવો કે, તમો ઘર બાંધો છો તો પહેલાં વિચાર કરજો. રહેવાની જગ્યા સાફ અને શોભીતી તેમજ મજબુત થાય. તેમાં રહેનારાઓને સર્વેને સુખ અને તમને સદાનું અભય સુખ.

**સીતલાપ્રસાદ ભયે**—શેઠજીને પહીલા ઘર બનાયા. ઉસમે કોબા કીયાથા તો ઘડી ઘડી ગાબડા પડજાવે, હમ કડીયા લા લા કે થક ગયે ઔર રોજકી રોજ બાહુત લોકોકી ખટખટ સુનકે હમતો બેજાર હો ગયે, ઔર બાઇલોક ઘરકે સબ ઉસી જગ્યોસે નારાજ હુવે હૈ તો.

**અંબાલાલ**—તો તો તો ક્યા કર રહાહે. શેઠજીસે યું સાફ કહોનેકી ઘરમે અબ લાદી બીઠાનેસે અચ્છા હોયગા.

**દયાલજી**—ભાઈ સાહેબ લાદીઓ બેસાડવાનું તો નક્કી કરયું છે પણ કઈ જાતની લાદી સારી, સસ્તી અને મજબુત આવે છે તે મીસ્ત્રીનો મત લઇને કામ કરવાનું છે. સબબ આજ કાલ લાદીઓના વેહેપારી વધી જવાથી કોને ત્યાં ચોખ્ખો અસલ માલ મળે છે તે પેહેલાં સમજવું જોઇએ. વળી માલ ઘણો જોશે, કામ ઉતાવળનું છે, તો જલદી જોઇતો માલ પુરો પાડનાર કોણ વેહેપારી છે તે પણ જોવું જોઇએ ના!

**રામચંદર**—મેતાજી મીસ્ત્રી આલા આહે ઇથે બોલવતો.

**મીસ્ત્રી**—ખરો માલ ઘરમાં વાપરવા હું મત આપું છું. શાહાબાદી અથવા સીતારામી અસલ માલ ૨૫ અથવા પાલીશ વાપરો. તે શિવાયનો બધો માલ હું તો કચરો જ સમજું છું. કારણ મને પૂરણ અનુભવ છે. મેં મુંબઈમાં ઘણા ઘરોમાં તે માલ વાપર્યો છે.

**ત્રીકમદાસ**—મીસ્ત્રી! બરાબર; મેં તેજ માલ વાપર્યો છે. તે તદ્દન ચોખ્ખો માલ ૨૫ તથા પાલીશ જોઇએ તેટલો જોઇએ ત્યારે મળશે. તેનું ઠેકાણું, ખેતવાડી, ગોલપીઠા ઉપર ટ્રામને રસ્તે **શાહાબાદી** લાદીની જુની જગપ્રસીદ્દ મોટી દુકાન **ખેરાજ બોઘા એન્ડ બ્રધર્સ**ની છે. ત્યાં જાઓ-લ્યો. વંદેમાતરમ્.

# અલારખેઆભાઇ થાવર કુંપની.

## ધી ટુ ટેકસ ઇમપીરીઅલ ફલોર મીલ્સ.

ગ્રાંટરોડ બે ટાંકી.




મારક

ગાડી ઘોડા વાપરનારાઓને મોટી સગવડ

મશીનથી જાતી દેખરેખ હેઠળ સાફ કરેલો અનાજ.

કરસ કરેલા ચણા, જવ, ઓટ તથા તાજો ભુસો.

અને તાજો ચોખાનો આટો, રવો, મેંદો, ચણાનો આટો વીગેરે તથા હાથ ચકીનો તાજો રોજનો દળેલો ઘઉંનો આટો તઈઆર મળશે.

એક વખત માલ મંગાવવાથી વધારે ખાતરી થશે અને વજનથી જોખીને આપવામાં આવે છે. ફરા અથવા પાયલીથી માપીને ઘરાકોને ઠગતા નથી.



# રશિદા

## યાને રૂહાની–આત્મિક વિદ્યાની એક રસિક ખરી વાર્તા.



લખનાર:

**હાજી મહુમ્મદ અલ્લારખિયા શિવજી.**



કહાણી–કિસ્સાને વિસરાવે એવો પ્રેમ અને કરુણા રસભર્યો ખરો બનાવ હસન અને રશિદાનો છે. મુસલમીનો આત્મિક વિદ્યા સંબંધી કેવી આશ્ચર્યકારક અને અપૂર્વ શક્તિઓ ધરાવે છે તેની સાખ મૂળ લેખકે બહુ ચકિત કરનારી રીતે અનુભવથી પૂરી છે. આ વાર્તામાં આત્મિક વિદ્યા, તેના છુપા ભેદ, અને રીતિઓ ઉપરાંત સિરિયા, મોરક્કોના રીતરીવાજ, ત્યાંના લોકોનો ઇશ્વર ઉપરનો અડગ વિશ્વાસ, વિદ્યા–ઇલ્મ તરફની વલણ વગેરે રસભરી રીતે વર્ણવ્યું છે. મર્ણ પામેલાઓના આત્મા સંબંધી જાણને લગતી વિદ્યા ઉપર ખરા બનેલા દાખલાઓ આપી આ લેખમાં અજવાળું પાડવામાં આવ્યું છે. હસન અને રશિદાનો પ્રેમ કે જેથી અર્ધોથી પણ વધારે આ વાર્તાનો ભાગ ભરેલો છે, તે ખરેખર વાંચવા લાયક અને મનોવેધક છે. વાર્તા એક વાર વાંચ્યા પછી વાંચનારના મનમાંથી તે લાંબા કાળ સુધી ખસતી નથી. પ્રસિદ્ધ હિંદી ચિત્રકાર મી૦ ધુરન્ધરના હાથે ખાસ દોરાવેલા મોરક્કિશ જનાની.

મ રુઠીના બહુ મોંઘા ફેટોગ્રાફિક ચિત્રો આપી પુસ્તક વધુ ખેંચાણકારક છે. ભૂમિકા પ્રસ્તાવના વગેરે સાથે લગભગ ૨૪૦ પાનાનાં સોનેરી નામ-કપડાંના પુઠાંવાળાં ફેટોગ્રાફિક ચિત્રો સાથનાં આ પુસ્તકની કિંમત રૂ. ૧) પોસ્ટેજ, વી. પી. વધું. પુસ્તક તેના લખનાર પાસેથી ૧૮૭-૯૧ ખોજા મહોલ્લો માંડવી પોસ્ટ મુંબઇ. એ સરનામે તથા કોટમાં મેડોઝ સ્ટ્રીટ, મેસર્સ તારાપોરવાળા બુકસેલરો; ચર્ચગેટ સ્ટ્રીટ પી. ડી. મુકાદમ; પારસીબજાર સ્ટ્રીટ ડી. લખમીદાસની કું૦ ચોપડીઓ વેચનાર; જહાંગીર કરાણીના છોકરાઓ પારસીબજાર; કાલબાદેવી મેસર્સ એન. એમ. ત્રીપાઠી એન્ડ કમ્પની બુકસેલરને ત્યાંથી મળશે

---

## "રશિદા" સંબંધી જાણીતા વિદ્વાનોના અભિપ્રાય.

**પંડિત ફતેહચંદ લાલન:** "આપે લાલનપર એવો જુલમ કર્યો છે કે સ્તાવનામાં જણાવ્યા પ્રમાણે પુસ્તક પૂરું કર્યા વિના મારા તન-મનનો કેડો જ ાપે મૂકયો નહિ, અને પૂરું થતાં તેઓ બન્નેને રસમય બનાવી દીધાં. * આ સ્તકને એક મીઠી દ્રાખ જેવું કે સ્વાદિષ્ટ સાંકર જેવું કે મધુર અમૃત જેવું કરવામાં ાઇ બાકી રાખી નથી." * * * * * * *

**સાહિત્ય પરિષદ્ના ઓન. સેક્રેટરી રા. રા. રણજીતરામ વાવાભાઈ મેહેતા બી. એ.** "ઇલ્મે રુહાની વિદ્યાનો પ્રભાવ દાખવતી 'રશિદા' નામની સચિત્ર વાર્તા રા. હાજી મહમદે પ્રગટ કરી છે. રા. હાજી મહમદ ગુજરાતી સાહિત્યના અદ્વિતીય મુસલમાન સેવક છે. એમના ગ્રન્થોની છપાઇ બાંધણી વગેરે એમની રસિકતા કેટલી ઉંચી છે તેનો ખ્યાલ આપે છે. એ વાર્તા અનેક રીતે આકર્ષણીય છે" * * * * * * * *

**રા. કેવળરામ માવજી દવે બી. એ. એલ. એલ. બી. રાજકોટના સુપ્રસિદ્ધ વકીલ:** "આપની લખેલી "રશિદા"ની વાર્તા વાંચી મારા મિત્ર મી૦ ગુલાબચંદ મોતીચંદ દમણીયા સોલીસીટરે ઘણો ઉંચો અભિપ્રાય દર્શાવી પોતા તરફથી આપનો આભાર માનવાનું કહેલું × × × પાના ૧૬૨-૧૬૩ ઉપર તમે અમારી 'ભગવતગીતા'નો ટુંકામાં સાર આપ્યો હોય તેવો ખ્યાલ આવે છે. આ ચાર પાના ઉપર તો હરકોઇ ધાર્મિક હિંદુ મોહી પડે. આત્મિક વિદ્યા જેવા ગહન વિષયને સ્પષ્ટ દેખાડવાને માટે જોઇએ તેવા જ શબ્દપ્રયોગ વાપર્યા છે." * *

**જાણીતા લેખક મી૦ સો. મ. દેશાઈ નવસારી:** મારી એક સિફારસ છે, કે 'રશિદા' બનતા સુધી રાત્રે સુતી વખતે વાંચવી. વળી એવી પણ એલતેમાસ કરું છું કે ઉંઘ જાય ત્યારે તુરત ઉઠીને વાંચવી અને બને તો એવો અખતરો કરવો, કે વાંચતાં વાંચતાં ઉંઘ આવી જાય અને હાથમાં "રશિદા" રહી જાય આવી ઉમદા કિતાબ ન્હાની કીંમતે ખરીદી રાખી શું પુરુષ કે શું સ્ત્રી સર્વને બેધડક વંચાવવી જરૂરની છે. × × જરા ૪ થું પ્રકરણ છોડીને આગળ ચાલો અને તમોને "રશિદા"ની પુઠે પુઠે જવાનું પસંદ પડયા વિના રહેશે નહિ." *

---

# "ગુજરાતી" પ્રેસમાં વેચાતાં પુસ્ત

## વેદાન્ત.

| નામ. | રૂ. આ.પા. |
|---|---|
| ૧ પંચદશી ... | ૬-૦-૦ |
| ૨ ચન્દ્રકાન્ત ભાગ ૧ લો. | ૨-૮-૦ |
| ૩ ચન્દ્રકાન્ત ભાગ ૨ જો. | ૨-૮-૦ |
| ૪ ચન્દ્રકાન્ત ભાગ ૩ જો. | ૨-૮-૦ |
| ૫ શ્રીઅધ્યાત્મ રામાયણ. | ૧-૮-૦ |
| ૬ શ્રી પંચરત્ન ગીતા. | ૧-૦-૦ |
| ૭ શ્રીમદ્ભગવદ્ગીતા ... | ૦-૮-૦ |
| ૮ શ્રીમદ્ભગવદ્ગીતા કવિતામાં ... ... | ૦-૧૨-૦ |
| ૯ શ્રીમદ્ભગવદ્ગીતા ... | ૧-૦-૦ |
| ૧૦ ભર્તૃહરિ શતક ચતુષ્ટય સંગ્રહ... ... ... | ૦-૧૪-૦ |
| ૧૧ મુક્તિ પ્રકાશ. ... | ૧-૦-૦ |

## ધર્મ.

| | |
|---|---|
| ૧૨ શ્રીમદ્ભાગવત ... | ૮-૦-૦ |
| ૧૩ શ્રીમદ્ભાગવત ... | ૪-૮-૦ |
| ૧૪ શ્રીમદ્ભાગવત પદબંધ. | ૫-૦-૦ |
| ૧૫ શ્રીમદ્ભાગવત ગુટકો. | ૨-૮-૦ |
| ૧૬ વાલ્મીકી રામાયણ | ૬-૦-૦ |
| ૧૭ મંત્રરાજ. ... ... | ૪-૦-૦ |

## નીતિ.

| | |
|---|---|
| ૧૮ શુક્રનીતિ (પાકાં પુઠાં.) | ૨-૪-૦ |
| " (કાચાં પુઠાં.) | ૧-૧૨-૦ |
| ૧૯ પરમહંસ રામકૃષ્ણનાં બોધવચન ... ... | ૦-૧૦-૦ |
| ૨૦ વિદુરનીતિ ... ... | ૦-૨-૬ |
| ૨૧ પત્નીશિક્ષા ... ... | ૦-૪-૦ |
| ૨૨ નીતિબોધ ... ... | ૦-૬-૦ |
| ૨૩ પંચતંત્ર ... ... | ૧-૪-૦ |
| ૨૪ કળા વિલાસ. ... | ૦-૮-૦ |
| ૨૫ આશ્ચર્યો ... ... | ૦-૨-૬ |
| ૨૬ નીતિસુધોતરંગિણી ... | ૧-૦-૦ |

## કાવ્ય.

| | |
|---|---|
| ૨૭ નર્મ કવિતા... ... | ૭-૦-૦ |
| ૨૮ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૧ લો... ... | ૬-૮-૦ |
| ૨૯ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૨ જો ... | ૨-૮- |
| ૩૦ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૩ જો ... ... | ૨-૮- |
| ૩૧ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૪ થો ... ... | ૩-૦-૦ |
| ૩૨ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૫ મો... ... ... | ૩-૦-૦ |
| ૩૩ બૃહત્ કાવ્યદોહન, ભાગ ૬ ઠ્ઠો ... ... | ૩-૦-૦ |
| ૩૪ દયારામકૃત કાવ્યસંગ્રહ. | ૧-૮-૦ |
| ૩૫ નભૂવાણી ... ... | ૨-૦-૦ |
| ૩૬ શ્રીકૃષ્ણ ચરિત્ર. ... | ૨-૦-૦ |
| ૩૭ સવિતાકૃત કવિતા ... | ૧-૦-૦ |

## નવલ કથા.

| | |
|---|---|
| ૩૮ અરેબીયન નાઇટ્સ... | ૩-૮-૦ |
| ૩૯ વિક્રમની ૨૦ મી સદી. | ૩-૦-૦ |
| ૪૦ દિલ્લીપર હલ્લો. ... | ૧-૦-૦ |
| ૪૧ શાહજાદો અને ભીખારી | ૨-૦-૦ |
| ૪૨ ઔરંગઝેબ અને રજપુતો ... ... | ૨-૦-૦ |
| ૪૩ અઢારમી સદીનું હિંદુસ્તાન ... ... | ૧-૮-૦ |
| ૪૪ હેસ્ટીંગ્સની સોટી ... | ૨-૦-૦ |
| ૪૫ પાણીપતનું યુદ્ધ ... | ૨-૦-૦ |
| ૪૬ બેગમ સાહેબ ... | ૨-૦-૦ |
| ૪૭ નૂરજહાન ... ... | ૨-૦-૦ |
| ૪૮ બાજીરાવ બલ્લાળ ... | ૨-૦-૦ |
| ૪૯ રૂપનગરની રાજકુંવરી. | ૨-૦-૦ |
| ૫૦ ઇન્દુકુમારી ... ... | ૧-૦-૦ |
| ૫૧ પ્લાસીનું યુદ્ધ. ... | ૧-૮-૦ |
| ૫૨ શિવાજીનો વાઘનખ. | ૧-૦-૦ |
| ૫૩ હલદી ઘાટનું યુદ્ધ... | ૧-૦-૦ |
| ૫૪ સરલ કાદંબરી ... | ૧-૦-૦ |
| ૫૫ ગંગા ... ... ... | ૧-૮-૦ |
| ૫૬ લીલા ... ... | ૧-૮-૦ |

માલતી માધવ. ... ૦– ૫–૦
વિક્રમોર્વશીયં... ... ૦– ૩–૦
શાકુંતલ ... ... ૦– ૩–૦
ચાંદબીબી ... ... ૨– ૦–૦
ઇરાવતી ... ... ૧– ૮–૦
અદ્ભુત વિક્રમાદિત્ય
ભાગ ૧ લો ... ... ૧– ૦–૦

## ઐતિહાસિક.

૩ મહારાણીશ્રી વિક્ટોરિઆનું જીવનચરિત્ર ... ૧– ૮–૦
૪ રાજતરંગિણી ભાગ ૧. ૩– ૦–૦
૬૫ હૈદરઅલિ ને ટીપુ સુલતાન ... ... ૧– ૪–૦
૬૬ લૉર્ડ લૉરેન્સ ... ૧– ૮–૦
૬૭ લૉર્ડ વિલ્યમ બેન્ટીક. ૧– ૪–૦
૬૮ ઔરંગઝેબ ... ... ૧– ૪–૦

## નાટક.

૬૯ વિક્રમોર્વશીય નાટક... ૧–૧૨–૦
૭૦ ભાઇશંકર ગ્રન્થમાળા. ૩– ૦ ૦
૭૧ રાજભક્તિ વિડંબણ... ૦– ૨–૦
૭૨ તત્ત્વસંવરણ... ... ૦– ૨–૦
૭૩ બાલકૃષ્ણ વિજય ... ૦– ૮–૦
„ (કાચાં પુઠાં). ૦– ૬–૦

## બાળકો માટે.

૭૪ સચિત્ર વાંચનમાળા. ૦– ૪–૦
૭૫ બાળકોનો આનંદ (ભાગ. ૧ લો.) ... ૦–૧૦–૦
૭૬ „ ભાગ ૨ જો. ૦–૧૦–૦

## પ્રકીર્ણ.

૭૭ પ્રશ્નપંચાનન... ... ૦– ૨–૦
૭૮ પર્વોત્સવતિથ્યાવળી... ૦– ૪–૦
૭૯ ગુજરાતવાસી ન્યાતના ધારા ... ... ... ૧૦– ૦–૦
૮૦ દયારામ અને હાફિઝ. ૦– ૪–૦
૮૧ દીર્ઘાયુષ્ય અથવા લાંબી જીન્દગી કેમ પહોંચવું ૦–૧૦–૦

## ૨૫૦ કવિ નર્મદાશંકર લાલશંકર કૃત પુસ્તકો.

નર્મ કવિતા (છપાઇ મોટી આવૃત્તિ–થોડી નકલો છે) ૭– ૦–૦
નર્મ કવિતા ભાગ ૧ લો **(ઇશ્વર ભક્તિ, વૈરાગ્ય, નીતિ તથા સૃષ્ટિ સૌન્દર્ય) ૦– ૬–૦
નર્મ કથા કોષ **મહાભારત રામાયણ વિગેરેના કથા પ્રસંગ.) ... ... ... ૨– ૦–૦
ધર્મ વિચાર. ... ... ૧– ૮–૦
દ્રૌપદી દર્શન નાટક.† ... ૦–૧૨–૦
રામ જાનકી દર્શન „ ... ૦–૧૨–૦
સાર–શાકુન્તલ „ ... ૦– ૮–૦
નળાખ્યાન** ... ... ૦– ૫–૦

** આ નિશાનીવાળા પુસ્તકો સરકારી તથા ગાયકવાડી કેળવણી ખાતામાં તથા † આ નિશાનીવાળામાં સરકારી કેળવણી ખાતામાં ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર થયાં છે.